# ટપાલ તમારા સુધી કેવી રીતે પહોંચે છે?




બેટ્ટી બ્રાન્ટ

ચિત્ર : કેથી હૉબ્રિચ

વિશેષ ટપાલ

જો એક કબૂતર તમારી ટપાલ પહોંચાડે તો શું થાય? તમને એ કદાચ મજેદાર લાગે, પણ એ નિશ્ચિત રૂપ થી થોડી સમસ્યાઓ પેદા કરશે! જયારે એ તમારા ઘરે આવે ત્યારે તમારે દરેક વખતે કબૂતર ને દાણા-પાણી આપવા પડશે, અને ક્યારેક-ક્યારેક આકાશ હજારો પક્ષીઓ થી ભરાઈ જશે કારણકે બધા ઘરો માટે ટપાલ હશે.

ઘણા સમય પહેલા, વાસ્તવમાં કબૂતરો નો સંદેશા મોકલવા માટે ઉપયોગ કરાતો હતો. ત્યારથી, ટપાલ ને અન્ય રીતે પહોંચાડવામાં આવે છે. વાચક અમેરિકા ની ટપાલ સેવા ના ઇતિહાસ ના આ જીવંત રૂપ નો જરૂર આનંદ લેશે.



# ટપાલ તમારા સુધી કેવી રીતે પહોંચે છે?




શું થશે જો એક કબૂતર તમારી ટપાલ લાવશે?

તમને એ મજેદાર લાગી શકે છે.

પણ કબૂતર દ્વારા ટપાલ પહોંચાડવામાં સમસ્યાઓ પણ પેદા થઈ શકે છે.

તમારે કબૂતર ને દરેક વખતે તમારા ઘર માં દાણા-પાણી આપવા પડશે.

કબૂતર ને ઉતરવા માટે કોઈ વિશેષ સ્થાન ની જરૂરત પડશે.

આકાશ હજારો પક્ષીઓ થી ભરાઈ જશે જે બધાના પત્રો અને પાર્સલ લાવતા હશે.

એક સમય હતો જયારે વાસ્તવ માં કબૂતરો નો ઉપયોગ સંદેશ મોકલવા માટે કરવામાં આવતો હતો.

પણ આજે અમેરિકી ટપાલ વિભાગ તમારી ટપાલ ત્વરિત અને આસાની થી પહોંચાડે છે.



ટપાલ નું વિતરણ હંમેશા ઝડપી અને સુરક્ષિત ન હતું.

અમેરિકા માં બીજા દેશ થી આવેલા લોકો પોતાના મિત્રો અને સગાઓ ને યાદ કરતા હતા. એની સાથે સંપર્ક માં રહેવા માટે પત્રો લખવાનો જ એક માત્ર વિકલ્પ હતો.

અમેરિકા માં પહેલું ડાકઘર 1639 માં ખુલ્યું. એ માસાચુસેટ્સ માં હતું.

વિદેશ થી આવનારા લોકો દેશ ના વિભિન્ન ભાગો માં વસી ગયા.

નવા ટપાલ માર્ગ સ્થાપિત કરવામાં આવ્યા.

સ્ટેજ કોચ (ઘોડા થી દોરેલી ગાડીઓ) ટપાલ ને એક શહેર થી બીજા શહેર લઈ જતા હતા.

પણ સ્ટેજ કોચ દ્વારા ટપાલ મોકલવી સહેલી ન હતી.

સડકો બહુ ઓછી હતી. ઉબડ-ખાબડ જમીન પર ફક્ત ખતરનાક રસ્તા હતા.







જ્યારે વરસાદ પડતો ત્યારે સ્ટેજ કોચ ઘણીવાર
કીચડ માં ફસાઈ જતા હતા.

ક્યારેક સ્ટેજ કોચ ના પૈડાં તૂટી જતા હતા.

પત્ર મોકલવામાં અને જવાબ મેળવવામાં ત્રણ
અઠવાડિયા થી વધારે સમય લાગતો હતો.

થોડા લોકો પશ્ચિમ માં વસી ગયા.

ઇસ્ટ કોસ્ટ થી દેશ ના બીજા ભાગો માં પત્ર
મોકલવામાં બહુ સમય લાગતો હતો.

એટલે 1860 માં પોની-એક્સપ્રેસ (ટટ્ટુ-એક્સપ્રેસ)
શરુ થઈ.



પોની-એક્સપ્રેસ, અમેરિકા ની પહેલી ઝડપી ટપાલ સેવા હતી.

ઘોડેસવાર ટપાલ ને ઘોડા ની પીઠ પર લાદી ને લઈ જતા હતા.

એ મિસૌરી થી કેલીફોર્નીઆ સુધી સવારી કરતા હતા.

એ દેશ ના સૌથી ઝડપી ઘોડા નો ઉપયોગ કરતા હતા.

ઘોડેસવાર ટપાલ ને ચામડાં ની બેગ માં રાખતા હતા.

થેલા એની કાઠી સાથે બાંધવામાં આવતા હતા.

એક ઘોડેસવાર 10 થી 25 માઈલ ની ઝડપી ગતી થી જતો હતો. ત્યારબાદ એ પોની-એક્સપ્રેસ સ્ટેશન પહોંચતો હતો.

ત્યાં એક નવો ઘોડો આગળ ની યાત્રા માટે એની રાહ જોતો હતો.

બે મિનિટ માં ઘોડેસવાર ઘોડા બદલતો હતો અને ફરી એના રસ્તે આગળ વધતો હતો.

પ્રત્યેક ઘોડેસવાર લગભગ 75 માઈલ સુધી સવારી કરતો હતો.

ત્યારબાદ એક નવો ઘોડેસવાર બદલાતો હતો.

પોની-એક્સપ્રેસ, 10 દિવસો માં લગભગ 2000 માઈલ દૂર સુધી ટપાલ લઈ જઈ શકતી હતી.



પોની-એક્સપ્રેસ માટે સવારી કરવી એ ખતરનાક કામ હતું.

ક્યારેક-ક્યારેક ઘોડેસવારો ને લૂંટી લેવામાં આવતા હતા.

સૌથી પ્રસિદ્ધ પોની-એક્સપ્રેસ ઘોડેસવાર, બફેલો બીલ કોડી હતો.

એ બહુ બહાદુર અને બહુ બુદ્ધિશાળી હતો.

ટપાલ ના લૂંટારા ને ચકમો આપવા, કોડી ટપાલ ને એક થેલા માં રાખતો હતો.

અને એ થેલા ને એની કાઠી ની નીચે છુપાવી દેતો હતો.

પછી એ એક બીજા થેલા ને નકામા કાગળો થી ભરી દેતો હતો.

એ બીજો થેલો દેખાઈ દેય તેમ કાઠી થી લટકાવતો હતો.

લૂંટારા એને રોકી ને કાગળ થી ભરેલો થેલો લઈ લેતા હતા.

એ થેલા ની અંદર જુએ, એ પહેલા કોડી ટપાલ લઈ ને ત્યાં થી પલાયન થઈ જતો હતો.



1800 ના અંત માં, અમેરિકા માં પૂર્વ થી પશ્ચિમ કિનારા સુધી રેલમાર્ગ બનાવવામાં આવ્યો.

પછી ટપાલ લઈ જવા માટે રેલવે સૌથી ઝડપી સેવા થઈ ગઈ.





ટ્રેન, વિશેષ રેલવે ના ડબ્બા ખેંચતી હતી જેમાં ટપાલી ટપાલ નું વર્ગીકરણ કરતા હતા.

દરેક નાના શહેર માં ટ્રેન રોકાતી ન હતી.

પણ ટપાલ ત્યાંથી ભેગી કરાતી અને પહોંચાડવામાં આવતી હતી.

પ્રત્યેક શહેર માં ટપાલ ના થેલા ને એક થાંભલા પર લટકાવવામાં આવતો હતો.

ટપાલી કારકુન ચાલતી ટ્રેને એ થેલો પકડી લેતો હતો.

કારકુન એક વિશેષ ઉપકરણ નો ઉપયોગ કરતો હતો જેને "કેચિંગ આર્મ" કહેવામાં આવતું હતું, જે રેલગાડી સાથે જોડાયેલું હતું.

એ જ સમયે એક અન્ય કારકુન એ શહેર ની ટપાલ નો થેલો ચાલતી ટ્રેને નીચે ફેંકી દેતો હતો.



1911 સુધી માં ટપાલ પહોંચાડવા માટે વિમાન નો ઉપયોગ થવા લાગ્યો.



પહેલી એરમેલ ની ફ્લાઇટ બહુ જોખમી હતી.

પોની-એક્સપ્રેસ ઘોડેસવારો ની જેમ પાયલોટ ને પણ બહાદુર અને બુદ્ધિમાન હોવું જરૂરી હતું.

ક્યારેક-ક્યારેક ખરાબ હવામાન ને લીધે પાયલોટો એના રસ્તા ભૂલી જતા હતા.

ક્યારેક-ક્યારેક વિમાનો માં ઇંધણ ખલાસ થઈ જતું હતું.




એટલે પાયલોટો ને ઉતરવા માટે કોઈ ખાલી જગ્યા શોધવી પડતી હતી.




ઘણીવાર ટપાલ લઈ જતા વિમાનો ને ખેડૂતો ના ખેતર માં ઉતારવું પડતું હતું.

જયારે એવું થતું તો પાયલોટ આશા કરતા કે ગાયો એના રસ્તા માં થી હટી જાય!

શરુ માં ટપાલી વિમાનો નાના અંતર ના શહેરો વચ્ચે ઉડતા હતા. પણ થોડા જ સમય માં વિમાન ટપાલ ને, એક રાજ્ય થી બીજા રાજ્ય, અને પછી સમગ્ર દેશ માં લઈ જવા લાગ્યા.

વિમાનો એ વિદેશો માં પણ ટપાલ પહોંચાડી.

1800 ના અંત સુધી, પહાડો પર રહેવાવાળા ખેડૂતો, પશુપાલકો વગેરે માટે ટપાલ મેળવવી મુશ્કેલ હતી.

શહેરો માં ટપાલ લોકો ના ઘરે પહોંચાડવામાં આવતી હતી.

પણ ગ્રામીણ લોકોને એના પત્ર અને પેકેજ લેવા માટે ખાસ શહેર નો પ્રવાસ કરવો પડતો હતો.

1896 માં દેશ માં ડાક માર્ગ સ્થાપિત કરવામાં આવ્યા.

આ ડાક સેવા ને રૂરલ ફ્રી ડિલિવરી અથવા RFD કહેવામાં આવતું હતું.

પણ ગામડા માં ટપાલ પહોંચાડવી સહેલી ન હતી.

ટપાલ વાહક ને બરફ અને કીચડ માં થઈ ને યાત્રા કરવી પડતી હતી.




ઘણી વાર એની ગાડીઓ ફસાઈ જતી હતી.

ક્યારેક-ક્યારેક એની ગાડીઓ માં પંક્ચર પડી જતું હતું.

ક્યારેક-ક્યારેક એ બરફ ના તોફાન માં ફસાઈ જતા હતા અને એને આખી રાત એની ગાડી માં જ રહેવું પડતું હતું.

પણ ટપાલ વાહકો ને ખબર હતી કે પ્રતીક્ષા કરી રહેલા લોકો માટે એની ટપાલ કેટલી મહત્વપૂર્ણ હતી.

કોઈ પશુપાલક ને સમાચાર પત્ર પ્રાપ્ત કરવો આવશ્યક હતો.

અખબાર માં ઢોર માટે કોઈ નવી રસી વિષે લેખ હોવાનું શક્ય હતું.

કદાચ કોઈ ખેડૂત ની છોકરી એની ઢીંગલી ની રાહ જોતી હોય, જે એના માતા-પિતા એ કોઈ સૂચિ માં થી મગાવી હોય.

રૂરલ ફ્રી ડિલિવરીએ એ સુનિશ્ચિત કર્યું કે લોકો ને એની ટપાલ મળે, એ દેશ માં જ્યાં પણ રહેતા હોય.



ટપાલ નું વિતરણ કરવાની રીત છેલ્લા થોડા વર્ષો માં બદલાઈ ગઈ છે.

ટપાલ ની કિંમત ભરવાની રીત પણ બદલાઈ ગઈ છે.

જયારે ટપાલ સેવા શરુ થઈ, ત્યારે ટપાલ ટિકિટ હતી નહીં.

લોકો પોતાના પત્રો, પોસ્ટ ઓફિસ લઈ જતા હતા.

ત્યાં કારકુન પત્ર માં કેટલા પાના છે એ ગણતો હતો.

ત્યારબાદ એ વ્યક્તિ દરેક પાના ની નિશ્ચિત રાશિ ભરતો હતો.












ચોટાડવાવાળી ટિકિટ નો ઉપયોગ અમેરિકા માં પહેલી વાર 1847 માં થયો.

પણ હવે ટિકિટ ખરીદી ને પરબિડીયા પર લગાડીને પત્ર મોકલવાનો એકમાત્ર રસ્તો નથી.

આપણે ટપાલ બીજી ઘણી રીતે મોકલી શકીયે છીએ.

વિશેષ પત્ર, ખાસ સંદેશવાહક દ્વારા વધારાની ફી ભરીને મોકલી શકાય છે.

જયારે લોકો મૂલ્યવાન વસ્તુઓ ટપાલ દ્વારા મોકલાવે છે, તો એની રક્ષા કરવા એની નોંધણી કરીને મોકલી શકે છે.




શક્ય છે તમને કોઈ પેકેજ મળ્યું હોય જે C.O.D. હોય.

સી.ઓ.ડી. એટલે કેશ ઓન ડિલિવરી અથવા કલેક્ટ ઓન ડિલિવરી.

એનો ઉપયોગ ત્યારે કરવામાં આવે છે જયારે તમે કોઈ દુકાન અથવા સૂચિ માંથી ઓર્ડર કર્યો હોય.

તમે પેકેજ ના પૈસા, ડિલિવરી વખતે કરી શકો છે.




આજે આપણે ટેલિફોન અને કમ્પ્યુટર દ્વારા સંદેશા મોકલી શકીયે છીએ.

આપણે ઉપગ્રહ દ્વારા પણ, દુનિયાભર માં ક્યાંય પણ સંદેશા મોકલી શકીયે છીએ.

પણ આપણે હજી પણ આપણી મોટા ભાગ ની ટપાલ માટે ટપાલ સેવા પર આધાર રાખીયે છીએ.

આજે ટપાલ, મુખ્ય રૂપ થી ટ્રક અથવા વિમાન દ્વારા લઈ જવામાં આવે છે.

આપણે ટપાલપેટી માં પત્ર નાખ્યા બાદ, એને ડાકઘર લઈ જવામાં આવે છે.





ડાકઘર માં પત્રો ને એના કદ પ્રમાણે વર્ગીકરણ કરવામાં આવે છે.

પત્રો પર લાગેલી ટિકિટ ને રદ્દ કરવામાં આવે છે.

ટિકિટો પર કાળી શાહી નો સિક્કો લગાવવામાં આવે છે જેથી એ ટિકિટ નો ફરી ઉપયોગ ન થાય.

એ પછી પત્રો નું એના સરનામા ના ઝીપ કોડ (અથવા પિન કોડ) પ્રમાણે વર્ગીકરણ કરવામાં આવે છે.

200 માઈલ થી વધારે દૂર જનારી ટપાલ હવાઈ માર્ગ થી જાય છે.

ટ્રક, ટપાલ ને એરપોર્ટ લઈ જાય છે.

પછી ટપાલ દેશભાર ના વિભિન્ન શહેરો માં એરપ્લેન દ્વારા લઈ જવામાં આવે છે.

ટ્રક બાકી ટપાલ ને સ્થાનીય ડાકઘર માં લઈ જાય છે.

ત્યાંથી, ટપાલી એને લોકો ના મેઈલબોક્સ માં પહોંચાડે છે.





ટપાલ કેવી રીતે પ્રવાસ કરે છે એનાથી કોઈ ફેર નથી પડતો, ટપાલ સેવા આપણી ટપાલ ને ત્વરિત પહોંચાડવાનો પ્રયાસ કરે છે.

પત્ર મળવાથી આપણે બધા ખુશ થઈએ છીએ!

સમાપ્ત